


આપની સમસ્યાઓનો ઉકેલ

# અસ્માઉલ્ હુસ્નામાં

ચુંટેલા બસો પાંચ આસાન અમલોની

નાની આવૃત્તિ




સંપાદકો

અબ્દુલ્કાદિર ફાતીવાલા (વલસાડ)

મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી

મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)

## અસ્માઉલ્ હુસ્નાના વસીલાથી દુઆ

મુઝકો **યા અલ્લાહ** અપના ઈશ્ક દે
હય મુહબ્બત સિર્ફ તેરે વાસ્તે

મુસ્તહિક તૂ હી ઈબાદતકા હુવા
હય તૂ હી મઅ્બૂદ સારી ખલ્કકા

બખ્શ **યા રહમાન** મૈં હૂં ખ્વાર તર
**યા રહીમુ** મેહરબાની મુઝ પે કર

તૂ હી **યા માલિકુ** શહે હર દો સરા
મુઝકો જન્નત દે જહન્નમસે બચા

મુઝકો **યા કુદ્દૂસ** કર ઐબોંસે પાક
તૂ નિહાયત પાક મૈં એક મુશ્તે ખાક

**યા સલામુ** દીનો ઈમાંકો મેરે
રખ સલામત અપને ફઝલો લુત્ફસે

અમન દે **યા મુઅ્મિનુ** મુઝકો સદા
**યા મુહય્મિનુ** તૂ નિગેહબાં હે મેરા

**યા અઝીઝુ** મેરે ગાલિબ હોવેં સુસ્ત
કામ **યા જબ્બાર** મેરે કર દુરુસ્ત

તૂ હૈ **યા મુ-ત-કબ્બિરુ** સબસે બળા
મુઝકો મગરૂરોંકી સુહબતસે બચા

બે તેરે **યા ખાલિકુ** હે કોનસા
જિસને સબ ખિલ્અતકા અંદાઝા કિયા

કુનસે **યા બારિઉ** પૈદા કિયા
**યા મુસવ્વિરુ** સૂરતે ઈશ્રત બના

બખ્શ **યા ગફ્ફાર** ઈસ્યાં સર બસર
નફસ પર ગાલિબ તૂ **યા કહ્હાર** કર

બે ઈવઝ તૂ રિઝ્ક **યા વહ્હાબ** દે
રિઝ્ક **યા રઝ્ઝાક** દે હર કિસ્મકે

ખોલ **યા ફત્તાહ** તૂ રોઝીકે દર
**યા અલીમુ** ખ્વાર હૂં તૂ લે ખબર

તંગ કર **યા કાબિઝુ** રિઝ્કે પલીદ
રિઝ્ક કર **યા બાસિતુ** રિઝ્કે મઝીદ

પસ્ત હોં **યા ખાફિઝુ** દુશ્મન મેરે
દે મુઝે **યા રાફિઉ** રુત્બે બળે

**યા મુઈઝ્ઝુ** મુઝકો કર ઈઝ્ઝત અતા
**યા મુઝિલ્લુ** મુઝકો ઝિલ્લતસે બચા

**યા સમીઉ** સુન મેરી ફરિયાદકો
**યા બસીરુ** દેખ મુઝ નાશાદકો

**યા હકમુ** હુકમ પર અપને ચલા
ડર હે **યા અદલુ** તેરે ઈન્સાફકા

**યા લતીફુ** મુઝપે અપના લુત્ફ કર
**યા કબીરુ** દિલકો કર દે બાખબર

**યા હલીમુ** બુર્દબારી કર અતા
**યા અઝીમુ** હે તૂ હી સબસે બળા

**યા ગફૂરુ** બખ્શ દે મેરે ગુનાહ
**યા શકૂરુ** શુક્ર રખ મદદે નિગાહ

[વધુ માટે જુઓ કવર પેજ નંબર : ૩]

[કવર પેજ નંબર : ૩ થી આગળ ચાલુ]

**યા અલિય્યુ** હૈ, બળા રુત્બહ તેરા
**યા હફીઝુ** આફતોંસે રખ નિગાહ
**યા હસીબુ** સહલ હો મુઝ પર હિસાબ
**યા કરીમુ** તૂ સખી, મુહતાજ સબ
**યા મુજીબુ** કર દુઆ મેરી કુબૂલ
ઈલ્મ કર **યા વાસિઉ** મુઝ પર ફરાખ
**યા હકીમુ** તૂ હૈ દાનાએ અમલ
**યા મજીદુ** ઝાતમેં તૂ હૈ બળા
**યા શહીદુ** હાઝિરો આગાહે કુલ
**યા વકીલુ** કાર–સાઝે બે કસાં
**યા મતીનુ** દીન પર રખ ઉસ્તુવાર
**યા હમીદુ** હમ્દ હૈ તુઝકો સદા
પેહલે ભી **યા મુબ્દિઉ** પૈદા કિયા
ઝિંદહ **યા મુહ્યી** હૂં જબ તક શાદ રખ
તૂ હી **યા હય્યુ** હૈ ઝિંદહ તા અબદ
રખ ગની મુઝકો સદા **યા વાજિદુ**
હૈ તૂ હી **યા વાહિદુ** આ'લી સિફાત
**યા સમદ** હૈ સબકો તેરી જુસ્તજૂ
ગર્દિશે ગરદુંસે તંગ આયા હૂં મૈં
નફસ પર **યા કાદિરુ** કાદિર રહૂં
**યા મુકદ્દિમુ** હોવે અગ્લોંમેં ગુઝર
તૂ હી બસ **યા અવ્વલુ** અવ્વલમેં થા
ઈસ પર તૂ **યા ઝાહિરુ** ઝાહિર હુવા

**યા કબીરુ** તૂ બળા હૈ તૂ બળા
**યા મુકીતુ** તનમેં દે કુવ્વતકો રાહ
**યા જલીલુ** તૂ બળા આલી જનાબ
**યા રકીબુ** તૂ નિગેહબાં રોઝો શબ
દીનો દુન્યામેં ન કર મુઝકો મલૂલ
બા'દ મરને કબ્ર કર મેરી ફરાખ
**યા વદૂદુ** તૂ મુહિબ્બે બે બદલ
કબ્રસે **યા બાઈસુ** મુઅ્મિન ઉઠા
તૂ હી હૈ **યા હક્ક** શહિનશાહે કુલ
**યા કવિય્યુ** તાકતે બે તાકતાં
**યા વલિય્યુ** કર મદદ લયલો નહાર
તૂ હૈ **યા મુહ્સી** મુહીતે મા સિવા
**યા મુઈદુ** તૂ હી ફિર મરજઅ હુવા
જબ મરૂં તબ **યા મુમીતુ** યાદ રખ
તૂ હી **યા કય્યૂમુ** કાઈમુ લા વલદ
સબ બળાઈ તુઝકો હૈ **યા માજિદુ**
તૂ હી **યા અહદુ** હૈ યકતા પાક ઝાત
સબ તેરે મુહતાજ, બેપરવા હૈ તૂ
તેરે દર પર ઈલ્તિજા લાયા હૂં મૈં
યૂં જિયૂં **યા મુકતદિર** જબ તક જિયૂં
**યા મુઅખ્ખિર** પિછેવાલોંમેં ન કર
ફિર તૂ હી **યા આખિરુ** હોગા સદા
સનઅતોં પર જો કોઈ ઝાહિર હુવા

[વધુ માટે જુઓ કવર પેજ નંબર : ૪]

[કવર પેજ નંબર : ૪ થી આગળ ચાલુ]

વહમસે **યા બાતિનુ** તૂ હૈ નિહાં
તુઝકો પાવે વહમ યહ તાકત કહાં

તેરા **યા મુતઆલ** હૈ રુત્બહ બુલંદ
હૂં તેરે એહસાનમેં **યા બર્રો** બંદ

મેરી **યા તવ્વાબ** કર તવબહ કુબૂલ
રહમ કર **યા મુન્તકિમ** બદીઓંકો ભૂલ

**યા અફુવ્વુ** કર ગુનાહસે દરગુઝર
**યા રઊફુ** મેહરબાની કર નઝર

**માલિકુલ્ મુલ્ક** હૈ બસ તેરા હી નામ
દે મુઝે મુલ્કે કિનાઅતમેં મકામ

**ઝુલ્ જલાલ** તૂ હી વલ્ ઈકરામ હૈ
મેરા બખ્શાના કયા બળાસા કામ હૈ

અદલસે **યા મુકસિતુ** ડરતા હૂં મૈં
ફઝલકી ઉમ્મીદ બસ કરતા હૂં મૈં

જમઅ કર **યા જામિઉ** દિલકો મેરે
**યા ગનિય્યુ** કર દે બે પરવા મુઝે

મુઝકો **યા મુગ્ની** તૂ બે પરવા બના
હો ન કુછ **યા માનિઉ** નુકસાં મેરા

જો ઝરર **યા ઝાર્રુ** હો દૂર રખ
નફઅસે **યા નાફિઉ** મસરૂર રખ

દિલકો **યા નૂરુ** મેરે રોશન બના
રાહ **યા હાદી** મુઝે સીધી દિખા

**યા બદીઉ** તૂ બળા સાહિબે કમાલ
કર દિયા આલમકો પૈદા બે મિસાલ

તૂ હી **યા બાકી** રહે બાકી સદા
તૂ હી **યા વારિસુ** વારિસ મેરા

**યા રશીદુ** રાહ નેકીકી દિખા
નારે દોઝખસે ઈસ આસીકો બચા

તૂ હી **યા વાલી** હૈ સબ પર હુકમરાં
સબ જહાં મહકૂમ તેરા બેગુમાં,

**યા સબૂરુ** સબ્રકી તૌફીક દે,
કર મુજલ્લા મુઝકો અપને ખુલ્કસે

હો ચુકે નિન્યાન્વે નામ અય અખી
**યા બર્રુ** કી તર્હ હૈં ચંદ ઓર ભી

**યા ઈલાહી બહરે ખત્મુલ મુર્સલીં**
મુઅ્મિનોકો કર અતા ખુલ્દે બરીં.

['દુઆએ મુસ્તજાબ' પ્રકાશક : મૌલાના હકીમ સુલેમાન કફલેતવી રહ.]

**આ દુઆ પઢવાથી :**

- અલ્લાહ તઆલાના ૯૯ મુબારક નામોને પઢવાનો સવાબ મળશે.
- એ મુબારક નામોના વસીલાથી દુઆ કબૂલ થશે.
- એ મુબારક નામોની બરકતો અને ખાસિયતોનો ફૈઝ મળશે.
- ઉપરાંત દુઆ માંગવાનો સવાબ પણ મળશે. ઈન્શા અલ્લાહ.

# આપની સમસ્યાઓનો ઉકેલ

# અસ્માઉલ્ હુસ્નામાં

[ચુંટેલા બસો પાંચ આસાન અમલો]

સંપાદકો

અબ્દુલ્કાદિર ફાતીવાલા (વલસાડ)

મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી

મુહમ્મદ બશીર અઘાડી (મુંબઈ)

પ્રકાશક

પાના નંબર : ૨ ઉપર જણાવેલા સાહિબે ખૈર હઝરાત તરફથી આ કિતાબ પ્રગટ કરવામાં આવી છે.

પ્રિન્ટર્સ

મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી, [હિદાયત આર્ટ]

સગરામપૂરા, તલાવડી, ચાર રસ્તા, સુરત

Mobile No. : 99740 34310

# ઈસાલે સવાબ

**હે અલ્લાહ તઆલા !**

- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને,
- તમામ અમ્બિયાએ કિરામ અલયહિમુસ્સલાતુ વસ્સલામને,
- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તમામ આલ, ઔલાદ અને તમામ અઝવાજે મુતહ્હરાત (ઉમ્મુલ્ મુઅ્મિનીન) રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈનને,
- તમામ અસ્હાબે કિરામ રદિયલ્લાહુ તઆલા અન્હુમ અજમઈનને,
- તમામ તાબિઈન, તબ્એ તાબિઈન અને ઔલિયાએ કિરામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનને,
- **મારા મર્હુમ વાલિદ સાહબ ગુલામનબી મુહમ્મદ ફાતીવાલાને,**

[વફાત : ૧૬, મુહર્રમ, ૧૪૩૬ / ૧૦, નવેમ્બર, ૨૦૧૪, સોમવાર]

- **તમામ ફાતીવાલા ખાનદાનને,**
- તમામ ઉમ્મતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને,
- તમામ મુઅ્મિનીન અને મુઅ્મિનાત, મુસ્લિમીન અને મુસ્લિમાતને,

આ કિતાબનો સવાબ અતા ફરમાવો અને મગફિરત ફરમાવો,

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

હે અમારા પરવરદિગાર ! અમારા અમલોને કબૂલ ફરમાવ !

બેશક, તું સાંભળનાર અને જાણનાર છે.

**દુઆગો**

**ઈનાયત ગુલામનબી ફાતીવાલા**

**મોટા ઘાંચીવાડ, વલસાડ, ૩૯૬ ૦૦૧**

11, Duffield Street, Leicester LE 2 OGF [U.K.]

# અનુક્રમણિકા

## પહેલો વિભાગ

## શરીરની બીમારીઓ

### માથું

### ૧ આધાશીશી થી શિફા માટે

- બીમારના માથા ઉપર, આંગળી વડે يَاجَبَّارُ (યા જબ્બારુ) સાત વખત લખો.
- તે પછી બીમારનું માથું પકડીને يَاجَبَّارُ (યા જબ્બારુ), يَاسَلَامُ (યા સલામુ) સાત વખત પઢીને દમ કરો.
- આ અમલ સૂરજ ઊગતા પહેલાં કરવાથી શિફા જલ્દી થશે. (ઈ.અ.)

### ૨ માથાના દુ:ખાવાથી શિફા માટે

જમણા હાથ વડે બીમારનું માથું પકડી يَامُجِيْبُ (યા મુજીબુ) ત્રણ વખત પઢી દમ કરો. જો દર્દ દૂર ન થાય તો પાંચ વખત, સાત વખત, નવ વખત, અગિયાર વખત પઢીને દમ કરો. ઈન્શા અલ્લાહ શિફા થશે.

### 3 ઊંઘનો ગલબો દૂર કરવા માટે

يَاقَيُّوْمُ (યા કય્યૂમુ)નો વધુ વિર્દ રાખવાથી ઊંઘનું વર્ચસ્વ ઈન્શા અલ્લાહ ખત્મ થઈ જશે.

### ૪ ઊંઘ આવે અને ઊંઘમાં ડર ન લાગે તે માટે

સૂવા પહેલાં يَامُتَكَبِّرُ (યા મુ-ત-કબ્બિરુ ) ૨૧ (એકવીસ) વખત પઢી ચૂપચાપ સૂઈ જવાથી ઈન્શા અલ્લાહ ઊંઘ આવી જશે અને

ઊંઘમાં ડરી જવાશે નહિ.

**૫ સુસ્તી દૂર થવા અને સ્ફૂર્તિ મેળવવા માટે**

يَــامُـحْـيِـىْ (**યા મુહ્યી**)ને હંમેશા પઢનાર (ઈ.અ.) હોશિયાર અને ઝિંદા દિલ રહેશે તેમજ ઈબાદતમાં સુસ્તી અને આળસ આવશે નહિ.

**આંખ**

**૬ આંખે છવાતા અંધકારથી શિફા માટે**

૪૧ (એકતાલીસ) વખત يَاشَكُوْرُ (**યા શકૂરુ**) પઢીને પાણી ઉપર દમ કરી આંખમાં લગાડવાથી અને પીવાથી (ઈ.અ.) શિફા થશે.

**૭ અંધાપાથી બચવા માટે**

દરરોજ ફજરની નમાઝ પછી ૧૦૦૦ વખત يَـــاسَلَامُ (**યા સલામુ**) પઢનાર મરતા સુધી આંધળો કે લાચાર બનશે નહિ.

**૮ આંખના દુઃખાવા અને રતાશથી શિફા માટે**

સાત વખત يَـاعَـلِـىُّ (**યા અલિય્યુ**) પઢીને, પાણી ઉપર દમ કરીને, સલાઈ વડે આંખમાં લગાડવાથી ઈન્શા અલ્લાહ શિફા થઈ જશે.

**૯ આંખના ઝામરના પાણીથી શિફા માટે**

- ૧૧૦૦ (અગિયાર સો) વખત يَابَصِيْرُ (**યા બસીરુ**) દરરોજ પઢવું.
- શરૂઆતમાં અને અંતમાં નીચેનું દુરૂદ શરીફ પઢવું :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિસ્ સાજિદી-ન સય્યિદિર્ રાફિઈ-ન સય્યિદિલ્ કામિલી-ન વ અલા આલિહી વ**

**અસ્હાબિહી અજમઈન'**

- આ અમલથી ઈન્શા અલ્લાહ થોડાં જ દિવસોમાં શિફા થઈ જશે.

### ૧૦ આંખોનું તેઝ ઓછું ન થાય તે માટે

જે માણસ ૨૧ (એકવીસ) દિવસ સુધી ઈશરાકની નમાઝ બા'દ ૫૦૦ (પાંચસો) વખત یَاظَاهِرُ **(યા ઝાહિરુ)** પઢે તેની આંખોનું તેઝ ઈન્શા અલ્લાહ ઓછું ન થશે.

## કાન

### ૧૧ કાનના દુઃખાવાથી શિફા માટે

یَاسَمِيْعُ **(યા સમીઉ)** ૧૦૦૦ (એક હઝાર) વખત પઢીને રૂ ઉપર દમ કરીને કાનમાં રાખવાથી ઈન્શા અલ્લાહ દુઃખાવો દૂર થઈ જશે. સાત દિવસ સુધી આ અમલ કરે.

### ૧૨ બહેરાશથી બચવા માટે

દરેક ફર્ઝ નમાઝ પછી હંમેશા ૧૧ (અગિયાર) વખત یَاسَمِيْعُ **(યા સમીઉ)** પઢવાથી તમામ ઉંમર બહેરાશ થવાથી ઈન્શા અલ્લાહ હિફાઝત થશે.

## છાતી, પેટ, સ્તન

### ૧૩ પાંસળીના દુઃખાવાથી શિફા માટે

૧૦૦૦ (એક હઝાર) વખત یَامَجِيْدُ **(યા મજીદુ)** પઢીને રૂ ઉપર દમ કરીને દર્દની જગ્યાએ બાંધવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

**૧૪ છાતીના દુ:ખાવાથી શિફા માટે**

૧૨૦ (એક સો વીસ) વખત يَامُحْيِى (યા મુહ્યી) સવારે અને સાંજે પઢીને છાતી ઉપર દમ કરવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

**૧૫ પેટના દુ:ખાવાથી શિફા માટે**

સાત વખત يَاعَظِيْمُ (યા અઝીમુ) કાગળ ઉપર લખી પાણીમાં ઘોળી પીવડાવવાથી ઈન્શા અલ્લાહુ તઆલા આરામ થશે.

**૧૬ માતાના સ્તનમાં દૂધની કમીથી શિફા માટે**

يَامَتِيْنُ (યા મતીનુ )ને ૯૦ (નેવું) વખત કાગળ ઉપર લખીને પાણીમાં ઘોળીને પીવડાવે તો ઈન્શા અલ્લાહ દૂધ વધુ થઈ જશે. આ અમલને ૧૧ (અગિયાર) દિવસ સુધી સતત કરવામાં આવે.

## ગુદા (મળમાર્ગ) અને ચામડી

**૧૭ ખૂની બવાસીર (હરસ-મસા)થી શિફા માટે**

يَاعَلِيُّ (યા અલિય્યુ) ૧૦૦૦ (એક હઝાર) વખત પઢીને પાણી ઉપર દમ કરીને પીએ, (ઈ.અ.) સાત દિવસમાં શિફા થઈ જશે.

**૧૮ ફોલ્લી, ફોલ્લાં, નાસૂરથી શિફા માટે**

સાત દિવસ સુધી દરરોજ ૧૦૦ (સો) વખત يَارَقِيْبُ (યા રકીબુ) પઢીને તે ફોલ્લી, ફોલ્લાં અને ઝખ્મ ઉપર દમ કરવાથી ઈન્શા અલ્લાહ શિફા થશે.

## તાવ, બીમારી

### ૧૯ તાવથી શિફા માટે

કાગળ ઉપર یَاغَفُوْرُ (યા ગફૂરુ) લખીને બાઝૂ પર બાંધવાથી ઈન્શા અલ્લાહ તાવ મટી જશે.

### ૨૦ બીમારીથી શિફા માટે

૨૧ (એકવીસ) દિવસ સુધી یَامُعِیْدُ (યા મુઈદુ) પઢવાથી ઈન્શા અલ્લાહ થોડા દિવસમાં શિફા થઈ જશે.

### ૨૧ બીમારીથી શિફા માટે

જે માણસ یَاذَاالْجَلَالِ وَالْاِکْرَامِ (યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ)ને ૧૦૦ (સો) વખત પઢી પાણી ઉપર દમ કરી બીમાર માણસને પીવડાવશે તો (ઈ.અ.) ત્રણ દિવસમાં તંદુરસ્તી અર્પણ થશે.

### ૨૨ બીમારીથી શિફા માટે

ફજરની નમાઝ પહેલાં ઘરના ચારેવ ખુણામાં ૧૦–૧૦ વખત یَارَزَّاقُ (યા રઝ્ઝાકુ) પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ બીમારી તથા નાદારી એ ઘરમાં કદી આવશે નહિ. કિબ્લહની જમણી તરફથી મુખ કિબ્લહ તરફ રાખીને આ અમલ શરૂ કરે.

### ૨૩ લાઈલાજ (અસાધ્ય) બીમારીથી શિફા માટે

- જે માણસ જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝ પહેલાં પાક સાફ થઈ એકાંતમાં ૨૦૦ (બસો) વખત یَااَللّٰهُ (યા અલ્લાહુ) પઢશે તો તેની

દરેક મુશ્કેલી આસાન થઈ જશે.

- જે બીમારના ઈલાજથી હકીમો આજિઝ થઈ ગયા હોય તેવા માણસ પર પઢવામાં આવે તો ઈન્શા અલ્લાહ તે સારો થઈ જશે.

**૨૪ બીમારીથી શિફા માટે**

يَـامَـاجِـدُ ( **યા માજિદુ** ) ૧૦ (દસ) વખત પઢીને શરબત અથવા દવા ઉપર દમ કરીને બીમારને પીવડાવે. સાત દિવસમાં બીમાર અલ્લાહના ફઝલથી ઈન્શા અલ્લાહ તંદુરસ્ત થઈ જશે.

**<u>ઔલાદ થવા માટે</u>**

**૨૫ ઔલાદ થવા માટે**

- જે શખ્સની ઓરત વાંઝણી હોય તે શખ્સ એક સફરજન છોલી સાત વખત يَامُبْدِئُ (**યા મુબ્દિઉ**) સફરજન ઉપર લખી ત્રણ દિવસ સુધી સવારમાં પત્નીને ખવડાવે. (ઈ.અ.) પહેલાં જ માસે ગર્ભ રહી જશે.
- પહેલાં મહિનામાં ન રહ્યું તો બીજા માસે પણ એમ જ કરે.
- ફરી ત્રીજા માસે પણ એમ જ કરે,

ઈન્શા અલ્લાહ ત્રણ માસમાં અવશ્ય ગર્ભ રહેશે.

- જો સફરજન ન મળે તો મરઘીનું ઈંડું બાફી તેની ઉપરનું કોચલું છોલી નાંખી સફેદી ઉપર يَامُبْدِئُ (**યા મુબ્દિઉ**) લખવામાં આવે.

**૨૬ ઔલાદ થવા માટે**

જે સ્ત્રીને સંતાન ન થતું હોય તેને સાત દિવસ સુધી સફરજનની સાત કાતરીઓ ઉપર يَـامُـنْـعِمُ (**યા મુન્ઈમુ**) લખી ખવડાવવામાં આવે તો ઈન્શા અલ્લાહ અવશ્ય ગર્ભ ધારણ થશે.

## ૨૭ ઔલાદ થવા માટે

જો સ્ત્રીને ઔલાદ થતી ન હોય તો يَاوَاحِدُ الْاَحَدُ **(યા વાહિદુલ્ અહદ)** કાગળ ઉપર લખીને પોતાની પાસે રાખવાથી ઈન્શા અલ્લાહ નેક ઔલાદ નસીબ થશે.

## ૨૮ ઔલાદ થવા માટે

- કોઈ કામ શરૂ કરતી વેળા يَانَافِعُ **(યા નાફિઉ)** ૪૧ (એકતાલીસ) વખત પઢવાથી તે કામ ઈચ્છાનુસાર થશે, ઈન્શા અલ્લાહ.
- સંભોગ વેળા પઢવાથી ઈન્શા અલ્લાહ નેક ઔલાદ નસીબ થશે.

## ૨૯ નેક ઔલાદ પેદા થવા માટે

જે માણસની પત્નીને હમલ (ગર્ભ) રહેલો જણાય તે દિવસથી બાળક પેદા થાય ત્યાં સુધી દરરોજ ૪૧ (એકતાલીસ) વખત يَا قُدُّوْسُ **(યા કુદ્દૂસુ)** પાણી અથવા દવા ઉપર દમ કરે અને ગર્ભવતિને પીવડાવે તો બાળક ઘણું નેક થશે.

## ૩૦ નેક ઔલાદ પેદા થવા માટે

જે કોઈ માણસ પોતાની પત્ની સાથે સુહબત કરવા પહેલાં ૧૦ (દસ) વખત يَامُتَكَبِّرُ **(યા મુ-ત-કબ્બિરુ)** પઢશે. હક તઆલા તેને પરહેઝગાર અને નસીબદાર ફરઝંદ ઈન્શા અલ્લાહ અર્પણ કરશે.

## ૩૧ પુત્ર પેદા થવા માટે

જે સ્ત્રીને હંમેશા છોકરી અવતરતી હોય તો તે સ્ત્રીનો પતિ

અથવા બીજી કોઈ સ્ત્રી એના પેટ પર આંગળીથી ૭૦ (સિત્તેર) વખત કુંડાળું બનાવી દરેક વખતે يَامَتِيْنُ ( યા મતીનુ ) પઢે, ઈન્શા અલ્લાહ છોકરો પેદા થશે.

## ૩૨ પુત્ર પેદા થવા માટે

જો કોઈ શખ્સની પત્નીને છોકરો ન થતો હોય તો તે માણસ ૪૦ (ચાલીસ) દિવસ સુધી દરરોજ ૪૦ (ચાલીસ) વખત يَااَوَّلُ (**યા અવ્વલુ**) પઢે અને પાણી અથવા શરબત ઉપર દમ કરી અરધુ પોતે પીએ અને અરધુ પોતાની પત્નીને પીવડાવે તો ઈન્શા અલ્લાહ મુરાદ પૂર્ણ થશે, અને સાલિહ ફરઝંદ પેદા થશે અને રોઝી બહોળી થશે.

## હમલ (ગર્ભ) અને પ્રસુતિ (સુવાવડ)

## 33 હમલની હાલતમાં આસાની માટે

જો કોઈ સ્ત્રી હમલની તકલીફથી નિર્બળ થઈ ગઈ હોય અને હમલની વેદના સહન કરી શકતી ન હોય તો ૧૨૧ (એકસો એકવીસ) વખત તે يَــاقَــوِىُّ (**યા કવિય્યુ**) પઢે તો ઈન્શા અલ્લાહ હમલના દિવસોમાં ઘણી જ આસાની થશે. તંદુરસ્તી અને તાકાત કાયમ રહેશે.

## ૩૪ હમલ (ગર્ભ) પડી ન જાય તે માટે

ગર્ભ બરબાદ થઈ જવાનો ભય હોય તો ઔરત પોતાના પેટ પર હાથ મૂકીને ૭ (સાત) વખત يَـارَقِيْـبُ (**યા રકીબુ**) પઢે. ગર્ભ બરબાદીથી ઈન્શા અલ્લાહ બચી જશે.

## ૩૫ હમલ (ગર્ભ) પડી ન જાય તે માટે

પરોઢિયે સગર્ભા સ્ત્રીના પેટ પર હાથ મૂકીને ૯૯ (નવ્વાણું) વખત يَا مُبْدِئُ (યા મુબ્દિઉ) પઢવાથી ઈન્શા અલ્લાહ ન ગર્ભપાત થશે અને ન તો વખતથી પહેલાં બાળક જન્મશે.

### ૩૬ પ્રસુતિ (સુવાવડ)માં આસાની માટે

જે ગર્ભવતી સ્ત્રીને (સુવાવડના દિવસો થવા છતાં) બાળક પેદા થતું ન હોય અને સખ્ત દર્દ થતું હોય તો ૧૨૦ (એકસો વીસ) વખત يَا اَللّٰهُ (યા અલ્લાહુ) પઢીને ગોળ અથવા ખમીરા વગેરે ઉપર દમ કરી ત્રણ ભાગ કરી ખવડાવવામાં આવે તો તરત અલ્લાહ તઆલાના ફઝલથી મુશ્કિલ આસાન થઈ જશે. એ મુજર્રબ (અનુભવસિદ્ધ) અમલ છે.

## બીજો વિભાગ

## દિલ, નફસ, ઈલ્મ, હિકમત

### ૩૭ દિલની સફાઈ અને નેક કામોની તૌફીક માટે

જુમ્અહની નમાઝ બા'દ ૧૦૦ વખત يَا بَصِيْرُ (યા બસીરુ) પઢવાથી ઈન્શા અલ્લાહ દિલોમાં સફાઈ અને નૂર થશે અને સારા કામો કરવાની તૌફીક થશે. આંખમાં રોશની થશે.

### ૩૮ ગુનાહની રગબત (આકર્ષણ) દૂર કરવા માટે

જે માણસ દરરોજ ૭ (સાત) વખત يَا بَرُّ (યા બર્રુ) પઢશે તો એના દિલમાંથી ઈન્શા અલ્લાહ ગુનાહોની રગબત ચાલી જશે.

### ૩૯ દુનિયાની મુહબ્બત દૂર થવા માટે

જે માણસ يَابَرُّ (યા બર્રુ)ને વધુ વખત પઢશે. ઈન્શા અલ્લાહ દુનિયાની મુહબ્બત દૂર થઈ જશે.

### ૪૦ નફસાની ખ્વાહિશાત (વાસનાઓ) દૂર થવા માટે

નફસાની ખ્વાહિશાત (વાસનાઓ)માં સપડાયેલ માણસ يَاخَبِيْرُ (યા ખબીરુ)ને વધુ વખત પઢશે તો (ઈ.અ.) એનાથી છૂટકારો મેળવશે.

### ૪૧ શયતાની વસવસાઓ દૂર થવા માટે

જે માણસને નમાઝમાં શયતાની વસવસા–વહેમો ઘણા આવતા હોય તે يَامُقْسِطُ (યા મુકસિતુ)ને સવારે ૧૦૦૦ (એક હઝાર) વખત પઢે તો ૪૦ દિવસની અંદર ઈન્શા અલ્લાહ વસવસા ઓછા થઈ જશે.

### ૪૨ દિલમાં નૂર પેદા થવા માટે

ખાતી વેળા يَاوَاجِدُ (યા વાજિદુ) પઢતા રહેવાથી ખોરાક દિલની શકિત અને નૂરાનિયત માટે ઈન્શા અલ્લાહ કારણભૂત બનશે.

### ૪3 અલ્લાહના તા'બેદાર બનાવવા માટે

હર વખતે يَامُقَدِّمُ (યા મુકદ્દિમુ)નો વિર્દ રાખનાર ઈન્શા અલ્લાહ, અલ્લાહ તઆલાનો તા'બેદાર બની જશે.

### ૪૪ અલ્લાહના તા'બેદાર બનાવવા માટે

નફસ કાબૂમાં ન હોય તો સૂતી વેળા છાતી પર હાથ મૂકી يَامُمِيْتُ (યા મુમીતુ) પઢતાં પઢતાં સૂઈ જવાથી ઈન્શા અલ્લાહ નફસ તા'બેદાર બની જશે.

### ૪૫ ઈલ્મ અને હિકમત મેળવવા માટે

દરરોજ રાતે સૂતી વખતે છાતી પર હાથ મૂકીને ૧૦૦ (સો) વખત يَـــابَـــاعِـــثُ (યા બાઈસુ) પઢનારનું દિલ ઈન્શા અલ્લાહ ઈલ્મ–હિકમતથી જીવંત થઈ જશે.

### ૪૬ ખુલૂસ (શુદ્ધભાવના) પેદા થવા માટે

જે માણસ يَـامُـقْـتَـدِرُ (યા મુ–ક–તદિરુ) ને સૂતા–ઉઠતાં ૨૦ (વીસ) વખત પઢશે તેના બધાં કામો અલ્લાહ તઆલા તરફ ફરશે અને બધાં કામોમાં ઈન્શા અલ્લાહ શુદ્ધભાવ (ખુલૂસ) પેદા થશે.

### ૪૭ ઈબાદતનો છૂટેલો શોખ ફરીથી પેદા થવા માટે

જો કોઈ પહેલાં આબિદ ઝાહિદ હતો હવે ઈબાદત છૂટી ગઈ અને તે ચાહે કે મારી પ્રથમ જેવી સ્થિતિ થઈ જાય તો ૨૧ (એકવીસ) દિવસ સુધી يَامُعِيْدُ (યા મુઈદુ) પઢે. ઈન્શા અલ્લાહ થોડા દિવસમાં તે જ પાછલી હાલત કાયમ થઈ જશે.

### ૪૮ બેનિયાઝી (નિસ્પૃહતા) મળવા માટે

જે માણસ વધુ પ્રમાણમાં يَاوَاسِعُ (યા વાસિઉ) નો વિર્દ રાખશે તો ઈન્શા અલ્લાહ એને ઝાહિરી અને બાતિની બેનિયાઝી નસીબ થશે.

### ૪૯ બેનિયાઝી (નિસ્પૃહતા) મળવા માટે

વુઝૂ સહિત يَـاصَـمَـدُ (યા સમદુ) ને વારંવાર પઢતા રહેનારને ઈન્શા અલ્લાહ મખ્લૂકથી બેનિયાઝી નસીબ થશે.

### ૫૦ દિલમાંથી રંજ–ગમ દૂર કરવા માટે

يَاغَفُوْرُ (યા ગફૂરુ)ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ રંજ–ગમ દૂર થશે.

### ૫૧ દિલમાંથી રંજ–ગમ દૂર કરવા માટે

જે માણસને કોઈ કારણે ગમ ઘણો હોય તો يَاذَالْجَلَالِ وَالْإِكْرَامِ (યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ)ને ૫૦૦ (પાંચસો) વખત પઢી પાણી ઉપર દમ કરી તેને પીવડાવવું (ઈ.અ.) અતિ અકસીર છે.

### ૫૨ દિલમાંથી રંજ–ગમ દૂર કરવા માટે

જો કોઈ માણસ જુમ્અહની રાતે ૧૦૦૦ (એક હઝાર) વખત يَابَاقِيُ (યા બાકી) પઢશે તો (ઈ. અ.) બધા શોક અને ગમ દૂર થશે.

### ૫૩ મુશ્કેલ કામમાં કામિયાબી માટે

કોઈ મુશ્કિલી અથવા ભારે કાર્ય આવી પડે અને એ કામ કરવા માટે કોઈ ઉપાય સુઝતો ન હોય તો يَاحَكِيْمُ (યા હકીમુ)ને ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત સાત દિવસ સુધી પઢે. અલ્લાહ તઆલાના ફઝલથી તે કામનો નિકાલ ઈન્શા અલ્લાહ જલ્દી આવી જશે.

## ત્રીજો વિભાગ

## મોત, કબર, આ'માલ

### ૫૪ અચાનક મોત ન થાય તે માટે

- يَابَصِيْرُ (યા બસીરુ)ને અસરની નમાઝ પછી સાત વખત પઢનાર ઈન્શા અલ્લાહુ તઆલા અણધારી અચાનક મોતથી બચેલો રહેશે.
- હંમેશા અસર પછી يَابَصِيْرُ (યા બસીરુ) ને પઢનાર ઈન્શા અલ્લાહુ તઆલા આખી જીંદગી આફત અને અચાનક મોતથી બચશે.

**૫૫ કબરનો અઝાબ ન થાય તે માટે**

જુમ્અહની નમાઝ બા'દ ૧૦ (દસ) વખત يَامُحْصِى (યા મુહ્સી) પઢનાર કબ્ર અને આખિરતના અઝાબથી (ઈ.અ.) નિડર રહેશે.

**૫૬ ગુનાહોની માફી માટે**

يَاعَفُوٌّ (યા અફુવ્વુ)ને વધુ પ્રમાણમાં પઢનારના ગુનાહોને અલ્લાહ તઆલા ઈન્શા અલ્લાહ માફ કરી દેશે.

**૫૭ નેક અમલો કબૂલ થવા માટે**

જો કોઈ માણસ ફજરની નમાઝ બા'દ ૧૦૦ (સો) વખત અને ઈશાની નમાઝ બા'દ ૧૦૦ (સો) વખત يَارَشِيْدُ (યા રશીદુ) પઢશે તો તેના રાત–દિવસના અમલો અલ્લાહ તઆલા પોતાના ફઝલથી કબૂલ ફરમાવશે અને ઈન્શા અલ્લાહ તેને 'મુકર્રબીન'નો મર્તબો હાસિલ થશે.

**૫૮ સાચી તવબહ નસીબ થાય તે માટે**

يَامُؤَخِّرُ (યા મુઅખ્ખિરુ)ને વધુ વખત પઢવાથી ઈન્શા અલ્લાહ સાચી તવબહ નસીબ થશે.

**ચોથો વિભાગ**

## જાદૂ, જિન્નાત, શયતાન, બુરી નઝર

### ૫૯ જાદૂથી બચવા માટે

જે માણસને જાદૂનો ડર હોય તે ૭ (સાત) વખત يَامُمِيْتُ (**યા મુમીતુ**) પઢીને દમ કરે. ઈન્શા અલ્લાહ કદિયે કોઈ જાદૂ અસર ન કરશે. દરેક પ્રકારનો જાદૂ તેની પાસે આવી મરી જશે.

### ૬૦ જિન્નાત, ભૂતને ઘરમાંથી કાઢવા માટે

કોઈ ઘરમાં જિન કે આસેબનો વાસો હોય, ત્યાં રહેવાથી ડર લાગતો હોય, તો એક કોરા દીવા ઉપર સાત સ્થળે يَاقَهَّارُ (**યા કહ્હારુ**) લખી તેલ ભરી સળગાવવામાં આવે. જે ઘરમાં એ ચિરાગ ૧૧ (અગિયાર) દિવસ બળતો રહેશે, અલ્લાહ તઆલાના ફઝલથી તે ઘરમાં કોઈ જિન અથવા સાપ વગેરે ઈજા આપનાર વસ્તુ રહેશે નહિ. અને તે મકાન બધી આફતોથી પાક રહેશે. પણ શર્ત એ છે કે મકાનમાં કોઈ છબી, પૂતળું અથવા માટીની કોઈ પ્રતિમા હોવી ન જોઈએ. નહિતર લાભને બદલે નુકસાન થશે.

### ૬૧ બુરી નઝરથી બચવા માટે

૭ (સાત) વખત يَابَرُّ (**યા બર્રુ**) પઢી બાળક ઉપર દમ કરશે તો ઈન્શા અલ્લાહ તે બદનઝરથી સલામત રહેશે.

### ૬૨ બુરી નઝરથી બચવા માટે

૧૧ (અગિયાર) વખત يَاحَفِيْظُ (**યા હફીઝુ**) કાગળ ઉપર લખી તા'વીઝ બનાવી ગળામાં બાંધે. (ઈ.અ.) કદીયે નઝર લાગશે નહિ.

## પાંચમો વિભાગ

## આફત, બલા વગેરે

### ૬૩ આસમાની આફતોથી હિફાઝત માટે

કોઈ પણ આસમાની આફત વખતે يَاوَكِيْلُ (યા વકીલુ)ને વધુ પ્રમાણમાં પઢી એને પોતાનો વકીલ બનાવી લેવાથી ઈન્શા અલ્લાહ દરેક આફતથી હિફાઝત થશે.

### ૬૪ વરસાદ, વાવાઝોડું, ગ્રહણથી હિફાઝત માટે

જો કોઈ ઠેકાણે વરસાદનું તોફાન કે વાવાઝોડું થવાનું જણાય તો يَاظَاهِرُ (યા ઝાહિરુ) પઢવું ઈન્શા અલ્લાહ ઘણું લાભકારક છે.

### ૬૫ આફત, બલા, મુસીબતથી હિફાઝત માટે

يَاوَالِىُ (યા વાલિયુ)નો વધુ વિર્દ રાખનાર ઈન્શા અલ્લાહ આકસ્મિક આફતોથી સુરક્ષિત રહેશે.

### ૬૬ આફત, બલા, મુસીબતથી હિફાઝત માટે

જે માણસ વધારે પ્રમાણમાં يَارَحْمٰنُ (યા રહમાનુ)નો વિર્દ રાખશે તો ઈન્શા અલ્લાહ દુન્યવી આફતોથી સુરક્ષિત રહેશે.

### ૬૭ આફત, બલા, મુસીબતથી હિફાઝત માટે

જે માણસ يَاسَلَامُ (યા સલામુ)નો હંમેશા ઝિક્ર કરતો રહેશે તો ઈન્શા અલ્લાહ તમામ પ્રકારની આફતોથી સુરક્ષિત રહેશે.

**૬૮ આફત, બલા, મુસીબતથી હિફાઝત માટે**

જે માણસ દરરોજ દરેક નમાઝ પછી يَارَحِيْمُ (**યા રહીમુ**) પઢશે તો દુનિયાની સઘળી આફતોથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

**૬૯ આફત, બલા, મુસીબતથી હિફાઝત માટે**

જુમ્અહની રાતે ૧૦૦ (સો) વખત يَاضَارُّ (**યા દાર્રુ**) પઢવાથી ઈન્શા અલ્લાહ તમામ આફતોથી રક્ષણ મળશે.

**૭૦ મુસીબત અને મુશ્કેલી દૂર થવા માટે**

દરેક સંકટ અને મુસીબત માટે يَاأَرْحَمَ الرَّاحِمِيْنَ (**યા અરહમર્ રાહિમીન**)નો વિર્દ રાખવો તમામ આફતોનો અકસીર ઈલાજ છે.

હઝરત ઝૈદ રદિયલ્લાહુ તઆલા અન્હુને એક વખત એક નિર્દય ડાકૂએ પકડી તેમને કત્લ કરવાનો ઈરાદો કર્યો. એમણે એ સંકટ સમયે ત્રણ વખત يَاأَرْحَمَ الرَّاحِمِيْنَ (**યા અરહમર્ રાહિમીન**) જીભથી ઉચ્ચાર્યા કે અલ્લાહ તઆલાએ આકાશથી એક ફરિશ્તો મોકલ્યો જેણે ઘણી જ સત્વરે પહોંચી પેલા ડાકૂને કત્લ કરી નાંખ્યો અને તેમને છૂટકારો અપાવ્યો.

**૭૧ આફત, બલા, મુશ્કેલી દૂર થવા માટે**

૪૧ (એકતાલીસ) વખત يَاقَادِرُ (**યા કાદિરુ**) પઢનારની મુશ્કેલી ઈન્શા અલ્લાહ દૂર થશે અને કામ સહેલું થઈ જશે.

**૭૨ મુસીબત અને ગમ દૂર થવા માટે**

કોઈ પણ ગમ, મુસીબત યા મુશ્કેલી વખતે يَا بَدِيْعَ السَّمٰوٰتِ وَالْاَرْضِ (યા બદીઅસ્સમાવાતિ વલ્ અર્દિ) પઢવાથી ઈન્શા અલ્લાહ તેનાથી છૂટકારો નસીબ થશે.

**૭૩ બન્ને જહાનની પરેશાનીઓ દૂર થવા માટે**

حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ (**હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ્ વકીલ**) વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ દુનિયા અને આખિરતની સઘળી પરેશાનીઓ દૂર થઈ જશે.

**૭૪ દુશ્મનથી હિફાઝત માટે**

يَارَافِعُ (**યા રાફિઉ**)ને ૭૦ (સિત્તેર) વખત પઢનાર ઈન્શા અલ્લાહ દુશ્મનોથી સુરક્ષિત રહેશે.

**૭૫ દુશ્મનથી હિફાઝત માટે**

જે માણસ ફજરની નમાઝ પછી દરરોજ ૧૦૦ (સો) વખત يَاحَمِيْدُ (**યા હમીદુ**) પઢશે તો દુશ્મન સામે પણ આવી જશે તો ઈન્શા અલ્લાહ નીચી નિગાહ કરી ચાલ્યો જશે. કદી બુરી વર્તણુંક ન કરશે.

**૭૬ અલ્લાહ તઆલા દુશમનથી બદલો લે તે માટે**

જે માણસ હક પર હોવા છતાં દુશ્મનથી બદલો લેવાની શકિત ધરાવતો ન હોય તો ત્રણ જુમ્અહ સુધી વધુ પ્રમાણમાં يَامُنْتَقِمُ (**યા મુન્તકિમુ**) પઢે, અલ્લાહ પોતે એના દુશ્મનથી (ઈ.અ.) બદલો લઈ લેશે.

**૭૭ ઝાલિમોના ઝુલ્મથી હિફાઝત માટે**

જે માણસ ૭૫ (પંચોતેર) વખત يَـامُـذِلُّ (યા મુઝિલ્લુ) પઢી સિજદામાં પડી દુઆ ગુઝારશે તો હાસિદો (ઈર્ષા કરનારાઓ), દુશ્મનો અને ઝાલિમોની બુરાઈથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

### ૭૮ ઝાલિમથી છૂટકારો મેળવવા માટે

કોઈ ઝાલિમ પર يَـاتَـوَّابُ (યા તવ્વાબુ) ૧૦ (દસ) વખત પઢી દમ કરવાથી ઈન્શા અલ્લાહ એનાથી છૂટકારો નસીબ થશે.

### ૭૯ લોકો હેરાન કરે અને ગીબત કરે તેનાથી હિફાઝત માટે

يَاجَبَّارُ (યા જબ્બારુ) પાબંદીથી પઢનાર લોકોની તકલીફથી અને ગીબતથી સુરક્ષિત રહેશે અને અલ્લાહ તઆલા એને માનવંત અને ધનવાન કરશે.

### ૮૦ માથાભારે શખ્સ પાસે પોતાનો હક લેવા માટે

يَـــامُـــذِلُّ (યા મુઝિલ્લુ)નો વધુ પ્રમાણમાં ઝિક્ર કરવાથી માથાભારે શખ્સ પણ ઈન્શા અલ્લાહ એનો હક અદા કરી દેશે.

### ૮૧ હાસિદના હસદથી હિફાઝત માટે

يَامُذِلُّ (યા મુઝિલ્લુ) ૭૫ (પંચોતેર) વખત પઢીને સજદહમાં જઈને દુઆ કરે તો ઈન્શા અલ્લાહ હાસિદના હસદથી હિફાઝત રહેશે.

### ૮૨ ચોર-ડાકૂથી હિફાઝત માટે

يَـــاوَكِيْـــلُ (યા વકીલુ)નો વિર્દ કરનારને ઈન્શા અલ્લાહ

ચોર–ડાકૂથી કોઈ તકલીફ યા નુકસાન પહોંચશે નહિ.

### ૮૩ મકાનની હિફાઝત માટે

કોરા કૂજા ઉપર یَاوَالِیُ **(યા વાલિયુ)** લખી તેમાં પાણી ભરી મકાનમાં ચારે દીવાલો પર છાંટવાથી તે મકાન ઈન્શા અલ્લાહ દરેક આફતોથી સુરક્ષિત રહેશે.

### ૮૪ મકાન અને રહેવાશીઓની હિફાઝત માટે

જે પોતાના રહેવાના મકાનના મથાળે ૩ (ત્રણ) જગ્યાએ یَااللّٰهُ **(યા અલ્લાહુ)** લખશે તો જયાં સુધી એ મુબારક નામ ત્યાં લખેલું કાયમ રહેશે ત્યાં સુધી કદીયે તે મકાનમાં દબાઈ જઈને કોઈ મરણ પામશે નહિ.

### ૮૫ ધરતીકંપથી મકાનની હિફાઝત માટે

જે મકાનના મથાળે અથવા દીવાલ ઉપર یَاظَاهِرُ **(યા ઝાહિરુ)** લખવામાં આવે તો તે મકાન અથવા દીવાલ ધરતીકંપના અકસ્માતથી ઈન્શા અલ્લાહ સલામત રહેશે.

### ૮૬ મકાન કદી વેરાન ન થાય તે માટે

૩૧૩ (ત્રણ સો તેર) વખત یَاوَالِیُ **(યા વાલિયુ)** પઢી પાણી ઉપર દમ કરી મકાનના ચારે ખુણાઓ ઉપર છાંટી દે તો ઈન્શા અલ્લાહ તે મકાન અથવા મિલ્કત કદી વેરાન કે ખાલી ન રહેશે.

### ૮૭ વસ્તુમાં બરકત અને તેની હિફાઝત માટે

یَاحَلِیْمُ **(યા હલીમુ)**ને કાગળ પર લખી પાણીમાં ધોઈ એ

પાણીને જે વસ્તુ પર છાંટવા કે ચોંપડવામાં આવશે તે વસ્તુમાં ઈન્શા અલ્લાહ બરકત થશે અને સુરક્ષિત રહેશે.

### ૮૮ ઘરવાળા અને માલ-દૌલતની હિફાઝત માટે

પોતાના ઘરવાળા અને માલ-દૌલત પર દરરોજ ૭ (સાત) વખત يَارَقِيْبُ (યા રકીબુ) પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ તેઓ સઘળી આફતોથી સુરક્ષિત રહેશે.

### ૮૯ ડર, ખતરા અને નુકસાનથી હિફાઝત માટે

يَاحَفِيْظُ (યા હફીઝુ)ને વધુ પ્રમાણમાં પઢનાર અથવા લખીને પોતાની પાસે રાખનાર દરેક પ્રકારના ડર, ખતરા અને નુકસાનથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

## છઠ્ઠો વિભાગ

## ઘર અને સમાજ

### પતિ-પત્ની

### ૯૦ પતિ-પત્નીમાં મુહબ્બત માટે

ખાવાની વસ્તુ પર يَاكَبِيْرُ (યા કબીરુ) પઢીને પતિ-પત્ની ખાશે તો ઈન્શા અલ્લાહ પરસ્પર મુહબ્બત પેદા થશે.

### ૯૧ પતિ-પત્નીના મતભેદો દૂર થવા માટે

બિસ્તર પર સૂતી વેળા ૨૦ (વીસ) વખત يَامَانِعُ (યા

માનિઉ)ને પઢવાથી ઈન્શા અલ્લાહ પતિ–પત્નીના મતભેદો દૂર થશે અને પરસ્પર પ્રેમ પેદા થશે.

**૯૨ પતિ–પત્નીમાં મુહબ્બત માટે**

૧૧૧ (એક સો અગિયાર) વખત يَاوَاجِدُ (**યા વાજિદુ**) પઢી પાણી ઉપર દમ કરી પતિ–પત્ની પીશે તો ઈન્શા અલ્લાહ આપસમાં મુહબ્બત પેદા થશે.

**૯૩ બદમિજાઝ પતિને સુધારવા માટે**

પત્ની દરરોજ ૩૦૦ (ત્રણ સો) વખત يَابَاسِطُ (**યા બાસિતુ**) પઢી પાણી ઉપર દમ કરી પતિને પીવડાવશે અથવા ખાવાની વસ્તુ ઉપર દમ કરી ખવડાવશે તો બદમિજાઝ પતિ પત્ની સાથે ઈન્શા અલ્લાહ બુરી વર્તણુંક કરશે નહિ.

**૯૪ પતિની ખરાબ વર્તણુંક સુધારવા માટે**

ઓરત يَاوَلِيُّ (**યા વલિય્યુ**)ને પઢતા–પઢતા પતિ પાસે જશે તો ઈન્શા અલ્લાહ તેનો પતિ મહેરબાની ભરી વર્તણુંક કરશે.

**૯૫ પતિનો ખરાબ સ્વભાવ સુધારવા માટે**

કોઈ ખાવાની વસ્તુ પર ૧૦૦ વખત يَاعَفُوُّ (**યા અફુવ્વુ**) પઢી દમ કરી તે ખાવું પતિને ખવડાવે તો (ઈ.અ.) તેનો સ્વભાવ નરમ થશે.

**૯૬ પતિનો કંજૂસ સ્વભાવ સુધારવા માટે**

પત્ની يَاكَرِيْمُ (**યા કરીમુ**) ૧૦૦૦ (એક હઝાર) વખત પઢી

પાણી ઉપર દમ કરી પતિને પિવડાવે. ત્રણ દિવસમાં ઈન્શા અલ્લાહ તે ઉદાર અને સખી થઈ જશે.

### ૯૭ ક્રોધી પતિનો સ્વભાવ સુધારવા માટે

જો કોઈ ઓરતનો પતિ તેના ઉપર ઘણો ગુસ્સો કરતો હોય તો તે ઓરત સવાર–સાંજ يَامَانِعُ **(યા માનિઉ)**ને ૨૧ (એકવીસ) વખત પઢી પતિ તરફ સામેથી અથવા પાછળથી દમ કરે. ઈન્શા અલ્લાહ થોડા જ દિવસોમાં તેનો ગુસ્સો દૂર થઈ જશે.

### ૯૮ કડવું બોલનારા પતિનો સ્વભાવ સુધારવા માટે

જો કોઈ ઓરતનો પતિ કડવું બોલતો હોય તો અરધી રાતે અથવા બપોરે يَاصَبُوْرُ **(યા સબૂરૂ)**ને ૧૧૦૧ (એક હઝાર એક સો એક) વખત પઢી અલ્લાહ તઆલાથી દુઆ કરે, ઈન્શા અલ્લાહ એક જ અઠવાડિયામાં તેના સ્વભાવમાં સુધારો થશે.

### ૯૯ પતિની નિગાહમાં ઉચ્ચ સ્થાન મેળવવા માટે

પત્ની પતિની નિગાહથી ઉતરી ગઈ હોય તો ૧૦૦૦ (એક હઝાર) વખત يَاذَاالْجَلَالِ وَالْاِكْرَامِ **(યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ)**ને પઢશે તો ૨૧ (એકવીસ) દિવસમાં ઈન્શા અલ્લાહ પતિની નિગાહમાં ઊંચી ચઢશે.

### ૧૦૦ પત્નીની બુરી વર્તણુંક સુધારવા માટે

પતિ જયારે તેની પત્ની સામે જાય ત્યારે يَاوَلِيُّ **(યા વલિય્યુ)**ને પઢયા કરે, ઈન્શા અલ્લાહ એની આદતો સુધરી જશે.

## ઔલાદ, સગાં, પડોશી, બુરી આદતો

### ૧૦૧ બાળકની યાદશક્તિ વધારવા માટે

૪૦ (ચાલીસ) દિવસ સુધી સવારમાં ખાધા–પીધા પહેલાં ૨૧ (એકવીસ) વખત يَاعَلِيْمُ (યા અલીમુ) પઢી પાણી ઉપર દમ કરી બાળકને પીવડાવશે તો ઈન્શા અલ્લાહ બાળક વિદ્વાન બનશે, તેની મગજશક્તિ કે યાદશક્તિ તેઝ થઈ જશે.

### ૧૦૨ બાળકોની હિફાઝત માટે

બાળકના જન્મ પછી તરત ૭ (સાત) વખત يَابَرُّ (યા બર્રૂ) પઢીને એના ઉપર દમ કરવાથી બાલિગ થતા સુધી તે બાળક સઘળી આફતોથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

### ૧૦૩ નાફરમાન બાળકને સુધારવા માટે

જે માણસનો પુત્ર કે પુત્રી નાફરમાન હોય તે દરરોજ સવારે તેના માથા ઉપર હાથ મૂકી يَاشَهِيْدُ (યા શહીદુ) ૨૧ (એકવીસ) વખત પઢી બાળક ઉપર દમ કરે, પઢતી વેળા પઢનાર મુખ આસમાન તરફ રાખે. ઈન્શા અલ્લાહ સાત દિવસમાં શરારત, મસ્તી, તોફાન મોકૂફ થઈ જશે. અને તેમાં સુધારણા પેદા થશે.

### ૧૦૪ નિકાહનો પૈગામ મંજૂર થવા માટે

اَلْبَدِيْعُ (અલ્ બદીઉ)ને કાગળ પર લખી જેણે કોઈ જગ્યાએ નિકાહનો પૈગામ મોકલ્યો હોય તેના બાઝૂ પર બાંધવામાં આવે. ઈન્શા અલ્લાહ તેનો નિકાહનો પૈગામ મંજૂર થઈ જશે.

## ૧૦૫ પુત્રીની શાદી માટે

પુત્રી કુંવારી હોય અને તેની શાદીના ખર્ચના નાણાં ન હોય અથવા કોઈ ઠેકાણેથી પેગામ (માંગું) આવતું ન હોય તો :

- ઈશાની નમાઝ બા'દ ૧૧ (અગિયાર) દિવસ સુધી ૧૧૦૦૦ (અગિયાર હઝાર) વખત يَامُغْنِی **(યા મુગ્ની)** પઢે.
- જુમેરાતથી શરૂ કરી રવિવારના દિવસે ખત્મ કરે.

તે પછી જુએ કે કુદરતી ગૈબથી શું જાહેર થાય છે.

## ૧૦૬ ખરાબ પડોશીથી હિફાઝત માટે

જો કોઈ માણસને ભૂંડા પડોશીની બુરાઈની બીક લાગતી હોય તો દરરોજ સાત દિવસ સુધી સવાર–સાંજ ૭૦ (સિત્તેર) વખત حَسْبِیَ اللّٰهُ الْحَسِیْبُ **(હસ્બિયલ્લાહુલ્ હસીબ)** પઢે અને એ અમલ જુમેરાતથી શરૂ કરે. (ઈ.અ.) એક વર્ષ સુધી દરેક બલાથી રક્ષિત રહેશે.

## ૧૦૭ સગાંઓ સાથે મેળ–મિલાપ થવા માટે

જે માણસના સગાં–સ્નેહીઓમાં કુસંપ થઈ ગયો હોય તે ચાશ્ત વેળા ગુસલ કરીને આસમાન તરફ મોઢું કરી ૧૦ (દસ) વખત یَاجَامِعُ **(યા જામિઉ)** પઢે અને એક આંગળી બંધ કરી લે અને દરેક દસ વખત પર આંગળી બંધ કરતો જાય, અંતે પોતાના મુખ પર હાથ ફેરવી લે. ઈન્શા અલ્લાહ તેઓ જલ્દી એકત્ર થઈ જશે.

## ૧૦૮ પોતાનું શરાબનું વ્યસન છૂટવા માટે

શરાબનો બંધાણી માણસ દરરોજ یَابَرُّ **(યા બર્રુ)**ને ૭ (સાત)

વખત પઢશે તો એના દિલમાંથી શરાબની રગબત (ઈ.અ.) ચાલી જશે.

**૧૦૯ પોતાની બધી બુરી આદતો છૂટવા માટે**

૪૫ (પિસતાલીસ) દિવસ સુધી સતત દરરોજ ૯૩ (ત્રાણું) વખત એકાંતમાં يَا حَمِيْدُ **(યા હમીદુ)** પઢતાં રહેવાથી ઈન્શા અલ્લાહ બધી કુટેવો દૂર થશે અને સારા અખ્લાક પેદા થશે.

**૧૧૦ પોતાની યાદશક્તિ બળવાન બનાવવા માટે**

يَا عَلِيْمُ **(યા અલીમુ)** વધુ પ્રમાણમાં પઢવાથી અલ્લાહ પોતાના ઈલ્મ અને મઅરિફતના દરવાજા ખોલી દેશે અને યાદશક્તિ ઈન્શા અલ્લાહ બળવાન થશે.

**૧૧૧ પોતાનો ખરાબ સ્વભાવ સુધારવા માટે**

જો કોઈ માણસ પોતે પોતાનો ખરાબ સ્વભાવ સુધારવા ચાહે તો દરરોજ સવાર–સાંજ ૩૦૦ (ત્રણ સો) વખત يَا رَؤُوْفُ **(યા રઊફુ)** પઢે. (ઈ. અ.) ૨૧ (એકવીસ) દિવસમાં સુધારણા થઈ જશે.

**૧૧૨ પોતાનો ક્રોધી સ્વભાવ સુધારવા માટે**

પોતાનો ક્રોધી સ્વભાવ સુધારવા માટે કોઈ ખાવાની વસ્તુ પર ૧૦૦ (સો) વખત يَا عَفُوُّ **(યા અફુવ્વુ)** પઢી દમ કરી પોતે ખાય તો ઈન્શા અલ્લાહ સ્વભાવ તદ્દન નરમ થઈ જશે.

**૧૧૩ પોતાનો અને બીજાનો ગુસ્સો દૂર કરવા માટે**

● જે માણસ ૧૦ (દસ) વખત દુરૂદ શરીફ અને ૧૦ (દસ) વખત

يَارَؤُوْفُ (યા રઊફુ) પઢશે તો એનો ગુસ્સો દૂર થઈ જશે.

- ગઝબનાક માણસની સામે પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ એનો ગુસ્સો પણ શમી જશે.

### ૧૧૪ ગાળ બોલવાની ટેવ સુધારવા માટે

જે શખ્સ ૯૦ (નેવું) વખત કોરા પ્યાલા ઉપર يَاحَمِيْدُ (**યા હમીદુ**) લખે અને ૯૦ (નેવું) વખણ يَاحَمِيْدُ (**યા હમીદુ**) પઢી પ્યાલા ઉપર દમ કરે અને હંમેશા એ પ્યાલાથી પાણી પીતો રહે તો ઈન્શા અલ્લાહ તેની ગાળ–ગલોચની કુટેવ દૂર થશે.

## <u>ઈઝ્ઝત, આબરૂ, માન–મર્તબહ</u>

### ૧૧૫ ઈઝ્ઝત મેળવવા અને મોહતાજીથી બચવા માટે

૪૦ (ચાલીસ) દિવસ સુધી દરરોજ ૪૦ (ચાલીસ) વખત يَاعَزِيْزُ (**યા અઝીઝુ**)નો વિર્દ પઢવાથી અલ્લાહ તઆલા એ પઢનારને દુનિયામાં ઈઝ્ઝતવાન કરશે અને (ઈ.અ.) કોઈનો મોહતાજ રહેશે નહિ.

### ૧૧૬ અમન, ઈઝ્ઝત અને મહાનતા મેળવવા માટે

يَاعَظِيْمُ (**યા અઝીમુ**)ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ અમન, ઈઝ્ઝત અને મહાનતા નસીબ થશે.

### ૧૧૭ ઈઝ્ઝત અને ઉચ્ચ મર્તબહ મેળવવા માટે

કોઈ માણસ يَامُتَكَبِّرُ (**યા મુ–ત–કબ્બિરુ**)ને વધુ પ્રમાણમાં પઢતો રહેશે તો (ઈ. અ.) એને ઈઝ્ઝત અને ઉચ્ચ મર્તબહ મળશે.

### ૧૧૮ મોટાઈ અને માન-મર્તબહ મેળવવા માટે

يَاذَاالْجَلَالِ وَالْاِكْرَام **(યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ)**ને વધુ પઢવાથી ઈન્શા અલ્લાહ બુઝુર્ગી અને માન-મર્તબહ નસીબ થશે.

### ૧૧૯ ઈઝ્ઝત અને મોભો મેળવવા માટે

રાતે સૂતી વખતે يَاكَرِيْمُ **(યા કરીમુ)** પઢતા પઢતા સૂનારની ઈઝ્ઝત અને મોભા માટે ફરિશ્તાઓ દુઆ કરશે અને સવારે લોકોની નિગાહમાં (ઈ. અ.) તે ઘણો જ મહાન અને બુઝુર્ગ દેખાશે. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ يَاكَرِيْمُ **(યા કરીમુ)**ને ઘણું પઢયા કરતા હતા.

### ૧૨૦ જેની મુલાકાત માટે જાય તે ઈઝ્ઝત કરે તે માટે

يَااَحَدُ **(યા અ-હદુ)**ને ૯ (નવ) વખત પઢી કોઈ કામ માટે અથવા કોઈની મુલાકાત માટે જશે તો તે ઘણાં માનની નઝરે જોશે.

### ૧૨૧ અજાણ્યા લોકોમાં ઈઝ્ઝત મેળવવા માટે

જે માણસ કોઈ ઠેકાણે અજાણ લોકોમાં જાય અને يَااٰخِرُ **(યા આખિરુ)**ને ૪૧ (એકતાલીસ) વખત પઢે તો તે જયાં જશે, ઈન્શા અલ્લાહ તેના માટે સન્માન થશે અને મોટો મર્તબહ મળશે.

### ૧૨૨ લોકોમાં હંમેશા આબરૂદાર રહેવા માટે

જે માણસ દરરોજ ઝોહરની નમાઝ પછી ૯ (નવ) વખત يَاحَلِيْمُ **(યા હલીમુ)** પઢશે તો હંમેશા લોકોની સાથે આબરૂદાર બની રહેશે. ઈન્શા અલ્લાહ કદીયે કોઈ માણસ સામે બેઆબરૂ થશે નહિ કે

શરમિંદગી ઉઠાવવી પડશે નહિ.

### ૧૨૩ પોતે અને મખ્લૂક એક બીજા પર મહેરબાન થાય તે માટે

يَارَؤُوْفُ (યા રઊફુ)ને પઢતા રહેનાર માણસ પર (ઈ.અ.) મખ્લૂક મહેરબાન થશે અને મખ્લૂક પર એ માણસ મહેરબાન થશે.

### ૧૨૪ લોકોથી બેનિયાઝ (નિસ્પૃહ) બનવા માટે

يَامَالِكَ الْمُلْكِ (યા માલિકુલ્ મુલ્ક)ને હંમેશા પઢનારને અલ્લાહ તઆલા લોકોથી બેનિયાઝ બનાવી દેશે.

## કામમાં આસાની અને કામિયાબી

### ૧૨૫ અટકેલા કામમાં કામિયાબી માટે

જે માણસનું કામ પૂરું થતું ન હોય તો يَاحَكِيْمُ (યા હકીમુ)ને પાબંદીથી પઢયા કરે, ઈન્શા અલ્લાહ એનું કામ પાર પડશે.

### ૧૨૬ બધાં કામોમાં આસાની માટે

સૂઈને ઉઠયા પછી يَامُقْتَدِرُ (યા મુક્તદિરુ)ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ બધાં કામો આસાન થઈ જશે.

### ૧૨૭ બધાં કામોમાં આસાની માટે

જે માણસ જુમ્અહની નમાઝ પહેલાં પાકી, સફાઈ અને દિલી સંતોષ સાથે ૧૦૦ (સો) વખત يَااَللّٰهُ (યા અલ્લાહુ) પઢશે તો અલ્લાહ તઆલા એની બધી જ બાબતો (ઈ.અ.) આસાન બનાવી દેશે.

**૧૨૮ બધાં કામોમાં આસાની માટે**

يَاتَوَّابُ (યા તવ્વાબુ)ને વધુ વખત પઢવાથી તમામ કામ ઈન્શા અલ્લાહ આસાન થઈ જશે.

**૧૨૯ બધાં કામોમાં આસાની માટે**

ઝોહરની નમાઝ બા'દ ૯૦ (નેવું) વખત يَاحَكِيْمُ (યા હકીમુ) પઢવાથી ઈન્શા અલ્લાહ દરેક મુશ્કેલ કામ આસાન થશે.

**૧૩૦ બધાં કામોમાં આસાની માટે**

જે માણસ દરરોજ ૧૦૦ (સો) વખત يَامُؤَخِّرُ (યા મુઅખ્ખિરુ) પઢશે તેના બધાં કામોની જિમ્મેદારી અલ્લાહ તઆલા પોતે લઈ લેશે. તેના મુશ્કેલથી મુશ્કેલ કામો ગૈબથી ઈન્શા અલ્લાહ આસાન થઈ જશે.

**૧૩૧ પોતાની ઈચ્છા પ્રમાણે કામ થવા માટે**

કોઈ પણ કામ શરૂ કરતી વેળા ૪૧ (એકતાલીસ) વખત يَانَافِعُ (યા નાફિઉ) પઢવાથી ઈન્શા અલ્લાહ તે કામ ઈચ્છાનુસાર થશે.

**૧૩૨ કોઈ ખાસ હાજત (જરૂરત) પૂરી થવા માટે**

કોઈ ખાસ હાજત પેશ આવી હોય તો ઘર અથવા મસ્જિદના સહનમાં ત્રણ વખત સજદહ કરીને ૧૦૦ (સો) વખત يَاوَهَّابُ (યા વહ્હાબુ) પઢે. ઈન્શા અલ્લાહ હાજત પૂરી થઈ જશે.

**૧૩૩ દુઆઓ કબૂલ થવા માટે**

જે માણસ یَامُجِیْبُ (યા મુજીબુ)ને વધુ પ્રમાણમાં પઢશે તો ઈન્શા અલ્લાહ એની દુઆઓ કબૂલ થશે.

**૧૩૪ દરેક કામમાં કામિયાબી માટે**

દરેક કામની શરૂઆતમાં یَامُتَکَبِّرُ (યા મુ-ત-કબ્બિરુ) વધુ વખત પઢવાથી ઈન્શા અલ્લાહ તેમાં સફળતા (કામિયાબી) મળશે.

**૧૩૫ ધારેલું કામ આસાનીથી થવા માટે**

જે માણસ ૯ (નવ) વખત یَااَحَدُ (યા અ-હદુ) પઢી કોઈ કામ માટે જશે તો ધારેલું કામ ઈન્શા અલ્લાહ સહેલાઈથી થઈ જશે.

**૧૩૬ ધારેલું કામ આસાનીથી થવા માટે**

જે માણસ અરધી રાતે ઊભા થઈ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત یَامُنْتَقِمُ (યા મુન્તકિમુ) પઢશે તો જે જાઈઝ મુરાદ માટે પઢશે તે મુરાદ ઈન્શા અલ્લાહ પૂરી થશે.

**૧૩૭ હેતુલક્ષી કામ પૂરું થવા માટે**

یَابَدِیْعَ الْعَجَآئِبِ بِالْخَیْرِ یَابَدِیْعُ (યા બદીઅલ્ અજાઈબિ બિલ્ ખય્રિ યા બદીઉ)ને ૧૨ (બાર) દિવસ સુધી ૧૨૦૦ (એક હઝાર બસો) વખત ઈશા પછી પઢશે તો અમલ પૂરો થવા પહેલાં હેતુલક્ષી કામ (ઈ.અ.) હાસિલ થઈ જશે. આ અમલ અનુભવસિદ્ધ છે.

## ગુમ થવું

**૧૩૮ ગુમ થયેલી વસ્તુ મેળવવા માટે**

કોઈ વસ્તુ ગુમ થઈ જાય તો આ દુઆ પઢે: اَللّٰهُمَّ يَا جَامِعَ النَّاسِ لِيَوْمٍ لَّا رَيْبَ فِيْهِ، اِجْمَعْ ضَالَّتِیْ (અલ્લાહુમ્મ યા જામિઅન્નાસિ લિ યવ્મિન્ લા રય્-બ ફીહી, ઈજ્મઅ્ દાલ્લતી)

## ૧૩૯ ગુમ થયેલી વસ્તુ મેળવવા માટે

કોઈ વસ્તુ ગુમ થઈ જાય તો یَارَقِیْبُ (યા રકીબુ) ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ તે વસ્તુ મળી જશે.

## ૧૪૦ ગુમ થયેલો માણસ કે વસ્તુ મળે તે માટે

ચોરસ કાગળના ચારેય ખૂણાઓ પર اَلْحَقُّ (અલ્હક્કુ) લખી પરોઢિયે કાગળને હથેળી પર મૂકી આસમાન તરફ ઊંચો કરી દુઆ કરે, ઈન્શા અલ્લાહ ગુમ થયેલો માણસ અથવા વસ્તુ સુરક્ષિત મળી જશે.

## ૧૪૧ ગુમ થયેલો માણસ પાછો આવે તે માટે

આખું ઘર જયારે સૂઈ જાય ત્યારે ઘરના ચારેવ ખૂણાઓમાં ૭૦ (સિત્તેર) વખત یَامُعِیْدُ (યા મુઈદુ) પઢવાથી ઈન્શા અલ્લાહ તે માણસ પાછો ચાલ્યો આવશે અથવા તે કયાં છે એની જાણ થઈ જશે.

## ૧૪૨ ચોરાયેલો માલ પાછો મેળવવા માટે

એક કાગળના ચારે ખૂણામાં یَاحَقُّ (યા હક્કુ) લખી તેની વચ્ચે તે ગુમ થયેલ માલનું નામ લખી અરધી રાતે તે કાગળને હથેળી ઉપર રાખી આસમાન તરફ હાથ ઉઠાવી અરજ કરે :

"ઈલાહી ! હઝરત સય્યિદુલ્ મુર્સલીન અલયહિસ્સલામના તુફેલથી મારો સરસામાન મને મળી જાય."

(ઈ. અ.) બધો સરસામાન અથવા કંઈ માલ જરૂર મળી જશે.

## સફર

### ૧૪૩ સફરમાં સહી સલામતી માટે

મુસાફિર સફરમાં يَاقُدُّوْسُ (યા કુદ્દૂસુ)ને બને એટલા વધારે પ્રમાણમાં પઢે. ઈન્શા અલ્લાહ લાચાર અને વિવશ બનશે નહિ તથા સહી સલામત મંઝિલ પર પહોંચી જશે.

### ૧૪૪ સફરમાં સહી સલામત માટે

- اَللّٰهُ (અલ્લાહ) એ મુબારક નામને મોટા અક્ષરે કાગળ પર લખે.
- તે પછી એના અલિફ હર્ફ (અક્ષર)ને કાતરથી કાપી જૂદો કરે.
- બહાર જનાર મુસાફિર પોતાની બાઝૂએ એ અક્ષર બાંધે.
- બાકીનું નામ لِلّٰهِ (લિલ્લાહ) પોતાના ઘરમાં મૂકી જાય.

ઈન્શા અલ્લાહ મુસાફિર સહી–સલામત પોતાને ઘરે પાછો આવશે.

### ૧૪૫ સફરમાં સહી સલામતી માટે

મુસાફરીએ જવા નીકળે ત્યારે પોતાની પત્ની અને બાળકોને એકત્ર કરી ૭ (સાત) વખત يَارَقِيْبُ (યા રકીબુ) પઢી સૌના ઉપર દમ કરે તો અલ્લાહ તઆલા સૌની સંભાળ રાખશે અને મુસાફિર સાથે સૌને જીવતા સલામત મુલાકાત કરાવશે.

### ૧૪૬ સફરમાં સહી સલામતી માટે

જો કોઈ માણસ બહાર મુસાફરીએ નીકળે ત્યારે ૧૦૧ (એક સો એક) વખત يَاآخِرُ (યા આખિરુ)ને પઢી પોતાના ઘર અને ઘરવાળાઓને અલ્લાહ તઆલાના હવાલે કરે. તો ઈન્શા અલ્લાહ ખૈરની

સાથે તે ઘરે પાછો ફરશે અને સૌને ઝિંદહ અને સલામત જોશે.

### ૧૪૭ સફરમાં સહી સલામતી માટે

રેલ્વે, વહાણ કે સ્ટીમર, વીમાન વગેરેમાં સવાર થતી વેળા ૭ (સાત) વખત يَابَرُّ (યા બર્રુ) પઢનાર બધી આફતોથી ઈન્શા અલ્લાહ સલામતી સાથે સવારીથી ઉતરશે.

### ૧૪૮ સફરમાં સર સામાનની હિફાઝત માટે

સરસામાન ઉપર ત્રણ જગ્યાએ يَاحَفِيْظُ (યા હફીઝુ)ના હર્ફો (અક્ષરો) અલગ અલગ લખી દે. (ઈ. અ.) તે સામાન કદીયે ગુમ થશે નહિ. સહી–સલામત મંઝિલે મકસૂદ સુધી ઈન્શા અલ્લાહ પહોંચી જશે.

### ૧૪૯ સફરમાં સર સામાનની હિફાઝત માટે

પોતાના સામાન ઉપર ૧૦ (દસ) વખત يَاجَلِيْلُ (યા જલીલુ) પઢી દમ કરનાર મુસાફિરનો સર સામાન (ઈ. અ.) ચોરી થશે નહિ.

### ૧૫૦ સફરમાં બધાં કામો યોગ્ય રીતે થવા માટે

સફરમાં જતી વેળા ૧૧ (અગિયાર) વખત يَـــاهَـــادِىُ (યા હાદી) પઢનારના ઈન્શા અલ્લાહ બધાં કાર્યો દુરુસ્ત રહેશે.

## સાતમો વિભાગ

## રોઝી, વેપાર, નોકરી, કોર્ટ, મુકદ્દમા

**<u>રોઝી</u>**

**૧૫૧ બેકારી દૂર થવા માટે**

اَلْبَدِيْعُ (અલ્ બદીઉ)ને કાગળ પર લખીને કોઈ બેકાર માણસના બાઝૂ પર બાંધવામાં આવે. (ઈ.અ.) તે કામ કરતો થઈ જશે.

**૧૫૨ રોઝીમાં બરકત માટે**

૧૩૩ (એક સો તેત્રીસ) વખત يَالَطِيْفُ (યા લતીફુ)પઢવાથી (ઈ.અ.) રોઝીમાં બરકત થશે અને તમામ કાર્યો ખૂબીપૂર્વક પાર પડશે.

**૧૫૩ રોઝી મળવા માટે**

જે માણસ દરરોજ ૧૦૦૦ (એક હઝાર) વખત :

يَااَللّٰهُ (યા અલ્લાહ)નો ઝિક્ર કરશે તો ઈન્શા અલ્લાહ અલ્લાહ તઆલા એને યકીનપૂર્વક રોઝી અર્પણ કરશે.

**૧૫૪ રોઝીના દરવાજા ખૂલવા માટે**

ફજરની નમાઝ પછી ૩૦૦ (ત્રણ સો) વખત يَاوَهَّابُ (યા વહ્હાબુ) પઢે અને આગળ–પાછળ ૧૧ (અગિયાર) વખત દુરૂદ શરીફ પઢીને દુઆ કરે તો ઈન્શા અલ્લાહ, રોઝીના દરવાજા ખૂલી જશે.

**૧૫૫ રોઝીના દરવાજા ખૂલવા માટે**

ફજરની નમાઝ પહેલાં ઘરના ચારેવ ખૂણાઓમાં ૧૦ (દસ) વખત يَارَزَّاقُ (યા રઝ્ઝાકુ) પઢીને દમ કરવાથી ઈન્શા અલ્લાહ રોઝીના દરવાજા ખૂલી જશે.

**૧૫૬ રોઝીની તંગી દૂર થવા માટે**

૪૧ (એકતાલીસ) વખત یَاشَکُوْرُ (યા શકૂર) પઢવાથી આજીવિકા ગુજરાનની તંગી કે અન્ય રંજ–ગમ ઈન્શા અલ્લાહ દૂર થશે.

**૧૫૭ રોઝી વિશાળ થવા માટે**

یَاوَکِیْلُ (યા વકીલુ) ને વધુ પ્રમાણમાં પઢવાથી ઈન્શા અલ્લાહ રોઝી અને ભલાઈના દરવાજા વિશાળ થશે.

**૧૫૮ રોઝીની તંગી દૂર થવા માટે**

જે માણસ ભૂખમરાથી કંટાળી ગયો હોય, કોઈ સાધન આજીવિકાનું મળતું ન હોય તો દરરોજ ફજરની નમાઝ પછી ૧૦૦૦ (એક હઝાર) વખત یَاوَھَّابُ (યા વહ્હાબુ)ને પઢે અને હંમેશા એમ કરતો રહે. થોડી જ મુદ્દતમાં મુસીબત એવી રીતે ટળી જશે કે દરેક માણસ દંગ થઈ જશે.

**૧૫૯ રોઝીની તંગી દૂર થવા માટે**

જે માણસ یَاوَھَّابُ (યા વહ્હાબુ)ને કાગળ ઉપર લખી પોતાની પાસે રાખશે તો ઈન્શા અલ્લાહ રોઝીની તંગી થશે નહિ.

**૧૬૦ રોઝીમાં વધારા માટે**

ઈશાની નમાઝ પછી ૫૦૦૦ (પાંચ હઝાર) વખત સદા یَاوَاسِعُ (યા વાસિઉ) પઢતા રહેવાથી (ઈ. અ.) રોઝીમાં વધારો થશે.

**૧૬૧ રોઝી વિશાળ થવા માટે**

જુમ્અહની નમાઝ પછી ૧૦૦ (સો) વખત یَاغَفَّارُ (યા

ગફ્ફારુ) પઢનારને ઈન્શા અલ્લાહ વિશાળ રોઝી નસીબ થશે.

**૧૬૨ મુફલિસી અને બેકારી દૂર થવા માટે**

જે માણસ મુફલિસ અને બેકાર હોય તે ૨૧ (એકવીસ) દિવસ સુધી બે રકા'ત તહિય્યતુલ્ વુઝૂ પઢી ૩૦૦ (ત્રણ સો) વખત يَالَطِيْفُ (યા લતીફુ) પઢે. એ મુદ્દત વીત્યા પછી ઈન્શા અલ્લાહ મુરાદ પૂરી થશે.

**૧૬૩ મોહતાજીથી હિફાઝત માટે**

જે માણસ દરરોજ ફર્ઝ નમાઝ બા'દ ૨૧ (એકવીસ) વખત يَامُنْعِمُ (યા મુન્ઈમુ) પઢશે તે (ઈ.અ.) કદી મોહતાજ કે મુફલિસ ન થશે.

**૧૬૪ કોઈના મોહતાજ ન થાય તે માટે**

જે માણસ સતત ૧૦ (દસ) જુમ્અહ સુધી, જુમ્અહના દિવસની ફજરની નમાઝ બા'દ ૭૦૦૦ (સાત હઝાર) વખત يَامُغْنِي (યા મુગ્ની) પઢશે. તો ગૈબથી અલ્લાહ તઆલા તેને લોકોની મોહતાજીથી બચાવશે અને પોતાના ખજાનામાંથી સંતોષ ફરમાવશે.

**૧૬૫ ગરીબી દૂર થઈ માલદાર થવા માટે**

દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત يَاعَلِيُّ (યા અલિય્યુ)નો વિર્દ રાખનાર ઈન્શા અલ્લાહ માલદાર થઈ જશે.

**૧૬૬ ફરીથી માલદાર થવા માટે**

માલદારમાંથી ગરીબ થનાર માણસ ૨૧ દિવસ સુધી يَامُعِيْدُ (યા મુઈદુ) પઢે. થોડા દિવસમાં તે (ઈ. અ.) ફરીથી માલદાર થઈ જશે.

## કારોબાર

### ૧૬૭ કારોબારમાં તરક્કી માટે

દરરોજ يَارَشِيْدُ (યા રશીદુ)નો વિર્દ રાખવાથી ઈન્શા અલ્લાહ આફતો દૂર થશે અને કારોબારમાં ખૂબ પ્રગતિ થશે.

### ૧૬૮ કારોબારમાં તરક્કી માટે

જે માણસ ફજરની નમાઝ બા'દ ૨૯૮ (બસો અઠ્ઠાણું) વખત يَارَحْمٰنُ (યા રહમાનુ) પઢશે તે અલ્લાહ તઆલાની ખાસ રહમતમાં દાખલ થશે અને દુનિયામાં તેની કોઈ મુશ્કેલી અટકેલી રહેશે નહિ. દરેક કારોબારમાં ઈન્શા અલ્લાહ બરકત હાસિલ થશે.

### ૧૬૯ વેપારમાં બરકત માટે

દરેક નવી વસ્તુ કે માલ ખરીદતી વેળા પહેલાં ૪૧ (એકતાલીસ) વખત يَانَافِعُ (યા નાફિઉ) પઢવાથી ઈન્શા અલ્લાહ વેપારમાં ઘણી બરકત થાય છે.

### ૧૭૦ વેપારમાં નુકસાન ન થાય તે માટે

દરરોજ ફજરની નમાઝ બા'દ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત يَامُنْعِمُ (યા મુન્ઈમુ) પઢનારના વેપારમાં (ઈ.અ.) નુકસાની થશે નહિ.

### ૧૭૧ ધંધામાં ખોટથી બચવા માટે

દરરોજ દુકાન, ઓફિસ કે કારખાનાનું તાળું ખોલવા પહેલાં ૭૦ વખત يَاغَنِيُّ (યા ગનિય્યુ) પઢશે તો (ઈ.અ.) કદી ખોટ જશે નહિ.

## ૧૭૨ ધંધામાં ભાગીદારની બુરાઈથી બચવા માટે

يَامُؤْمِنُ (યા મુઅ્મિનુ) પઢનાર ભાગીદારો આખી ઝિંદગી એક બીજાની બુરાઈથી ઈન્શા અલ્લાહ બચેલા રહેશે.

## નોકરી

## ૧૭૩ છૂટેલી નોકરી ફરીથી મળવા માટે

જે માણસની નોકરી છૂટી ગઈ હોય, તે ત્રણ રોઝહ રાખે અને ફજરની નમાઝ પછી ૧૦૦૦૦ (દસ હઝાર) વખત يَارَزَّاقُ (યા રઝ્ઝાકુ) પઢે અને શરૂઆતમાં અને અંતે આ દુરૂદ શરીફ પઢે :

**'અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ્ વ અલા આલિ મુહમ્મદિન્ વ બારિક્ વ સલ્લિમ્'**

તો તે જ માસે, તે જ જગ્યાએ અથવા એનાથી પણ બેહતર જગ્યાએ ઈન્શા અલ્લાહ નોકરી મળી જશે.

## ૧૭૪ ઉચ્ચ હોદ્દો અને સમૃદ્ધિ મેળવવા માટે

يَاعَلِيُّ (યા અલિય્યુ)ને હંમેશા પઢવાથી અથવા લખીને પોતાની પાસે રાખવાથી ઈન્શા અલ્લાહ ઉચ્ચ પદ, સમૃદ્ધિ અને મકસદમાં કામિયાબી નસીબ થશે.

## ૧૭૫ બરતરફી રદ થવા અને હોદ્દો મેળવવા માટે

બરતરફ થયેલો માણસ ૭ (સાત) રોઝહ રાખી, ૭ (સાત) દિવસ સુધી ૧૦૦૦ (એક હઝાર) વખત يَاكَبِيْرُ (યા કબીરુ) પઢશે તો ઈન્શા અલ્લાહ તેને પાછો પોતાનો હોદ્દો મળી જશે.

## ૧૭૬ નોકરીમાં ઈઝ્ઝત મેળવવા માટે

કોઈ માણસ દરરોજ અંધારામાં ૧૦૦૦ (એક હઝાર) વખત આ બન્ને નામો يَامَالِكُ يَا قُدُّوسُ (યા માલિકુ યા કુદ્દૂસુ) મેળવી પઢશે તો જે હોદ્દા ઉપર તે નોકર હશે તેમાં ઈન્શા અલ્લાહ ઈઝ્ઝત મળશે. ઉપલા અધિકારીઓ હંમેશા તેના તરફ કૃપાદ્રષ્ટિ રાખશે.

## ૧૭૭ છૂટી ગયેલી નોકરી ફરીથી મેળવવા માટે

જો કોઈ માણસ નોકરીથી બરતરફ થઈ ગયો હોય તો :

- ૭ (સાત) દિવસ સુધી દરરોજ ગુસલ કરે.
- તે પછી બે રકા'ત નફિલ નમાઝ અદા કરે,
- બન્ને રકા'તોમાં 'અલ્હમ્દુ શરીફ' અને સૂરએ 'ઈખ્લાસ' પઢે.
- તે પછી يَاعَزِيزُ (યા અઝીઝુ)નો વિર્દ નીચે પ્રમાણે કરે :
  - ત્રણ દિવસ ઊભા રહી ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત પઢે.
  - ચોથા દિવસે બેસી ૫૦૦૦ (પાંચ હઝાર) વખત يَاعَزِيزُ પઢે.
  - પાંચમાં, છઠ્ઠા, સાતમા દિવસે સજદહમાં ૩૦૦ વખત પઢે.
  - તે પછી દુઆ કરે.

ઈન્શા અલ્લાહ તે જ હોદ્દો ફરીથી મળી જશે અથવા તેનાથી બેહતર હોદ્દો અને ઈઝ્ઝત મળશે.

## ૧૭૮ શેઠની નિગાહમાં ઉચ્ચ સ્થાન મેળવવા માટે

જે માણસ يَا ذَاالْجَلَالِ وَالْاِكْرَامِ (યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામ)ને ૧૦૦૦ (એક હઝાર) વખત પઢશે તો ઈન્શા અલ્લાહ ૨૧ (એકવીસ) દિવસમાં શેઠની નિગાહમાં ઉચ્ચ સ્થાન મેળવી લેશે.

**૧૭૯ શેઠની નારાજગી દૂર કરવા માટે**

સવાર–સાંજ ૨૧ (એકવીસ) વખત يَامَانِعُ (**યા માનિઉ**) પઢી શેઠ તરફ સામેથી અથવા પાછળથી દમ કરે. ઈન્શા અલ્લાહ થોડાં જ દિવસોમાં શેઠની નારાઝગી દૂર થઈ જશે.

**૧૮૦ શેઠ કે અધિકારીનો ગુસ્સો દૂર કરવા માટે**

અરધી રાતે અથવા બપોરે ૧૧૦૧ (એક હઝાર એક સો એક) વખત يَاصَبُوْرُ (**યા સબૂરુ**) પઢી અલ્લાહ તઆલાથી દુઆ કરે, ઈન્શા અલ્લાહ ઘણો જલ્દી શેઠનો કે અધિકારીનો ગુસ્સો દૂર થઈ જશે.

**૧૮૧ શેઠની વર્તણુંક સુધારવા માટે**

يَاوَلِيُّ (**યા વલિય્યુ**) પઢતા પઢતા શેઠ પાસે જશે તો ઈન્શા અલ્લાહ તે મહેરબાની ભરી વર્તણુંક કરશે.

**૧૮૨ પોતાના ઉચ્ચ હોદ્દા પર ટકી રહેવા માટે**

હંમેશા ૫૦૦૦ વખત يَاكَبِيْرُ (**યા કબીરુ**) પઢનાર પોતાના હોદ્દા ઉપર ઈઝ્ઝત–આબરૂ સાથે કાયમ રહેશે. જો તેના પર કોઈ મહાન કામગીરી આવી પડશે તો તેમાં (ઈ.અ.) સહી–સલામત સફળ થશે.

**૧૮૩ ઉપરી અધિકારીઓ પોતાની વાત સાંભળે તે માટે**

જે માણસ હંમેશા ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત يَامَلِكُ (**યા મલિકુ**) પઢશે તો અમલદારો અને હાકિમો એની વાત ઈન્શા અલ્લાહ ધ્યાનપૂર્વક સાંભળશે. કોઈ સખ્તીથી બોલી શકશે નહિ.

## ખેતી અને પશુની હિફાઝત માટે

### ૧૮૪ વાડી અને ખેતરના પાકની હિફાઝત માટે

જે માણસને વાડી–બગીચામાં ફૂલો ખરી જવાનો અથવા ખેતરમાં પાક બરબાદ થઈ જવાનો ભય હોય તે માણસ દરરોજ ફજરની નમાઝ બા'દ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત يَا مُنْعِمُ **(યા મુન્ઈમુ)** પઢે. ઈન્શા અલ્લાહ કોઈ પણ પ્રકારનું નુકસાન થશે નહિ.

### ૧૮૫ ખેતરની તીડથી હિફાઝત માટે

ચાર કોરી ઠીકરીઓ (કોડીયા) ઉપર ૭ (સાત) વખત يَا مَانِعُ **(યા માનિઉ)** લખી તે ચારે ઠીકરીઓ ખેતરમાં ચારે ખુણાઓમાં દફન કરી દે, તો ઈન્શા અલ્લાહ એ ખેતર ઉપર તીડો પડશે નહિ.

### ૧૮૬ ખેતરની હિફાઝત માટે

ચાર નંગ ઠીકરીઓ (કોડીયા) લઈ દરેક ઠીકરી ઉપર ત્રણ વખત اَللّٰهُ بَاقِیْ **(અલ્લાહુ બાકી)** લખી ખેતર કે વાડીના ખુણાઓ ઉપર એક–એક ઠીકરી દફન કરી દે. અલ્લાહના ફઝલથી તે ખેતર બરબાદીથી સલામત રહેશે.

### ૧૮૭ પશુની હિફાઝત માટે

يَا حَلِيْمُ **(યા હલીમુ)**ને કાગળ પર લખી પાણીમાં ધોઈ એ પાણીને પશુ પર છાંટવાથી કે ચોંપડવાથી (ઈ.અ.) તે આફતોથી બચશે.

### ૧૮૮ પશુની તોફાન–મસ્તી દૂર કરવા માટે

૩૦૦ (ત્રણ સો) વખત يَـــاوَدُوْدُ (યા વદૂદુ) પઢી ચણાના લોટ ઉપર દમ કરી પશુને ખવડાવે. અલ્લાહ તઆલાના ફઝલથી ઈન્શા અલ્લાહ ત્રણ દિવસમાં તે સર્વ મસ્તી–તોફાન ભૂલી જશે.

**૧૮૯ વૃક્ષ (ઝાડ)ના ફળોમાં બરકત થવા માટે**

اَلـرَّحْـمٰـنُ الرَّحِيْمُ (**અર્રહ્‌માનુર્રહીમ**) કાગળ પર લખીને પાણીથી ધોઈને તે પાણી વૃક્ષ (ઝાડ)ની જડોમાં રેડવાથી એ વૃક્ષના ફળોમાં ઈન્શા અલ્લાહ બરકત થશે.

**<u>કોર્ટ</u>**

**૧૯૦ કોર્ટમાં કેસ જીતવા માટે**

- દા'વાની બિલ્કુલ રજૂઆત વખતે અથવા દા'વેદાર સાથે વાતચીત વેળા ૭૦ (સિત્તેર) વખત اَللّٰهُ اَللّٰهُ (**અલ્લાહ, અલ્લાહ**) કહે.
- દિલમાં એવી કલ્પના કરે કે બધી મજલિસ અદશ્ય થઈ છે અને હવે અલ્લાહની ઝાત એ કેસનો ફેંસલો કરશે.

ઈન્શા અલ્લાહ એ મુકદમો તેના હકમાં સારી રીતે પરિણામશે અને જૂઠો દા'વદાર અદાલતમાં અથવા પરસ્પર વાતચીતમાં હારી જશે.

**૧૯૧ કોર્ટમાં કેસ જીતવા માટે**

ભારે મુકદમો જીતવા માટે يَاحَلِيْمُ، يَاعَلِيْمُ، يَاعَلِيُّ، يَاعَظِيْمُ (**યા હલીમુ, યા અલીમુ, યા અલિય્યુ, યા અઝીમુ**) પઢવું ઘણું અનુભવસિદ્ધ છે.

**૧૯૨ કોર્ટમાં કેસમાં સમાધાન થવા માટે**

જો કોઈ માણસ કોઈ મુકદ્દમામાં માંડવાળ (સમાધાન) કરવા માંગતો હોય અને સામો પક્ષ માનતો ન હોય તો ઝોહરની નમાઝ બા'દ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત يَاغَفَّارُ (યા ગફ્ફારુ) પઢીને દુઆ કરે. ઈન્શા અલ્લાહ દુશ્મન પોતે જ સમાધાન માટે વિનંતી કરશે.

### ૧૯૩ કોર્ટમાં કેસનો સાચો ફેસલો આવે તે માટે

- ૧૦૧ (એક સો એક) વખત سُبْحٰنَ الْمَالِكُ الْحَقِّ الْمُبِيْنِ **(સુબ્હાનલ્ માલિકુલ્ હક્કિલ્ મુબીન)** પઢે.
- તે પછી ૭૦૦૦ (સાત હઝાર) વખત يَاحَقُّ **(યા હક્કુ)** પઢે.

ઈન્શા અલ્લાહ મુકદ્દમાનો ફૈસલો વ્યાજબી અને સાચો થશે.

### ૧૯૪ નાહક કેદ અથવા કેસમાંથી છૂટવા માટે

જે કોઈ માણસ કેદમાં અથવા મુકદ્દમામાં નાહક સપડાઈ ગયો હોય તો તેના સંબંધીઓ રાત–દિવસ સતત ૨૧ (એકવીસ હઝાર) વખત يَافَتَّاحُ **(યા ફત્તાહુ)** ને પઢશે તો (ઈ.અ.) જલ્દી તેનો છૂટકારો થશે.

### ૧૯૫ જૂઠા ફોજદારી કેસમાંથી છૂટવા માટે

જે માણસ કોઈ જૂઠા ફોજદારી મુકદ્દમામાં સપડાઈ ગયો હોય તો ત્રણ દિવસ સુધી રાત્રે બાર વાગ્યે અને દિવસે બાર વાગ્યે ૫૦૦૦ (પાંચ હઝાર) વખત يَامُنْتَقِمُ **(યા મુન્તકિમુ)** પઢશે તો (ઈ.અ.) ઘણો જલ્દી દુશ્મન બરબાદ થઈ જશે અને પઢનાર જલ્દી છૂટકારો મેળવશે.

### ૧૯૬ નાહક કેદથી હિફાઝત માટે

૮૯ (નેવયાસી) વખત يَامُحْيِى **(યા મુહયી)** પઢી પોતાના

ઉપર દમ કરવાથી નાહક કેદથી ઈન્શા અલ્લાહ સુરક્ષિત રહેશે.

**૧૯૭ કોર્ટમાં કેસમાં સાચો ન્યાય મેળવવા માટે**

કેસ ચાલે તેટલા દિવસ દરરોજ ૩૦૦૦ (ત્રણ હઝાર) વખત یَا عَدْلُ (**યા અદ્લુ**) પઢે અને ન્યાયધિશ તરફ કલ્પના કરી દમ કરે તો ઈન્શા અલ્લાહ ઈન્સાફ થશે. અન્યાય થશે નહિ.

**૧૯૮ કોર્ટમાં સાક્ષી જૂઠી જુબાની ન આપે તે માટે**

૧૦૦૦ (એક હઝાર) વખત یَا جَلِيْلُ (**યા જલીલુ**) પઢી તે સાક્ષી તરફ દમ કરવાથી ઈન્શા અલ્લાહ તે સાક્ષી અદાલતમાં ટકી શકશે નહિ અને વિરુદ્ધમાં પુરાવો આપી શકશે નહિ.

**૧૯૯ બદમિજાઝ અધિકારીની સામે હાજરી માટે**

૭ (સાત) વખત یَا بَاعِثُ (**યા બાઈસુ**) પઢી પોતાના શરીર ઉપર દમ કરી અધિકારી પાસે જશે તો ઈન્શા અલ્લાહ તે ઘણી જ મહેરબાની ભરી વર્તણુંક કરશે.

**૨૦૦ અધિકારીની સામે હાજરી વખતે પઢવા માટે**

ત્રણ દિવસ સુધી દરરોજ ૩૦૦૦ વખત یَا رَافِعُ (**યા રાફિઉ**) પઢે અને પછી એ જ رَافِعُ (**'રાફિઉ'**) પઢતો પઢતો તે અધિકારી પાસે જશે તો (ઈ.અ.) દરેક રીતે ઈઝ્ઝત અને મહેરબાનીથી વર્તણુંક કરશે.

**૨૦૧ મઝલૂમની ફરિયાદ અધિકારી સાંભળે તે માટે**

૧૧૦ (એક સો દસ) વખત یَا رَؤُوْفُ (**યા રઊફુ**) પઢી દુઆ

કરે તો ઈન્શા અલ્લાહ તે અધિકારી આ મઝલૂમની ભલામણ સ્વીકારશે.

**૨૦૨ અધિકારીનો ગુસ્સો દૂર કરવા માટે**

અમલ નંબર : ૧૭૫ માં બતાવેલો અમલ કરો.

**૨૦૩ કોર્ટમાં કરેલી અરજીનો સારો જવાબ મળે તે માટે**

જો કોઈની અરજીનો હુકમ આવતો ન હોય તો દરરોજ ફજરની નમાઝ પછી ત્રણ દિવસ સુધી ૧૦૦૦ (એક હઝાર) વખત يَامُجِيْبُ **(યા મુજીબુ)** પઢી મનમાં એવી કલ્પના કરે કે મારી અરજીનો જવાબ અને હુકમ લખાઈને આકાશથી ધરતી પર ઉતરી આવ્યો છે. ઈન્શા અલ્લાહ થોડાં દિવસમાં અરજીનો જવાબ આવશે.

**૨૦૪ પોતે હક પર ફેસલો આપે તે માટે**

અધિકારી, ન્યાયાધિશ, મુફતી, કોમના સરદાર, ચોધરી, સરપંચ અથવા પટેલ ફેસલો આપતી વેળા જો ૭ (સાત) વખત يَاهَادِىُ **(યા હાદી)** પઢશે અને પછી ફેસલો આપશે તો ઈન્શા અલ્લાહ તેનો ફેસલો હક પર હશે.

**૨૦૫ મુકદ્દમાની અપીલમાં જીતવા માટે**

- દરરોજ ગુસલ કરી એહરામના જેવી ચાદરો બાંધે.
- જવની રોટલી દરરોજ ખાય.
- રાત–દિવસમાં ૪૧૦૦૦ (એકતાલીસ હઝાર) વખત :
  يَامَالِكَ الْمُلْكِ **(યા માલિકલ્ મુલ્ક)** પઢે.
- આરંભમાં અને અંતમાં પૂરી 'બિસ્મિલ્લાહ' ૧૦૦ (સો) વખત પઢે.
- આ અમલ સાત દિવસ સુધી કરવાથી (ઈ.અ.) સફળતા મળશે.